સોની વિદ્યા

સ્વ૦ પારેખ વલ્લભદાસ પરભુદાસનો

# સેવા ધર્મ

અને

# આધુનીક સમાજો.

એકાગ્રતા એજ વ્યાપકતા.

---

લેખક તથા પ્રગટકર્તા,

આત્મારામ વલ્લભદાસ પારેખ.

પ્રગટ કરવાનું ઠેકાણું—બારડોલી (ડી૰ સુરત.)

સને ૧૯૨૨

સુરત લિમડા ચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં

મગનલાલ વનમાળીદાસે છાપ્યું.

૧૦૧૨૨

# સર્વે સ્વજ્ઞાતી બંધુઓને વિજ્ઞપ્તી.

ગૃહસ્થો આપણી બ્રાહ્મણીઆ સોનીની સમાજની એકંદરે સ્થીતી તપાસવાનું કોઈપણ વખતે કાર્ય આરંભાયું હોય તેમ જાણવામાં નથી; છતાં હશે તો તે જ્ઞાતી વ્યવહાર કાર્ય પ્રસંગમાંજ હશે તે પણ પુરતી સંભાળથી, પુર્ણ કરવામાં નાસીપાસ થયેલાજ જણાયા છે. એ વિષયથી આખરે કંટાળી ગયા હોય એમ જણાય છે. માટે વિનંતી કરવાની કે,

આપણી જ્ઞાતીની શારીરીક આર્થીક અને ધાર્મીક સ્થીતી હાલ કેવીછે ? અને તેની ઊંચી સ્થીતી કેવા પ્રકારે થઇ શકે તે માટે દરેક વ્યક્તિગત અને શંભા-શમુહના અભીપ્રાય વીગતવાર બની શકે તેટલા તાકીદે લખી મોકલવા, કારણકે એવા લેખ આવ્યા પછી શું કરવું તે માટે આપણી જ્ઞાતીના સભ્યોની આગળ તે વાત જાહેરમાં લાવવાનું બની શકે.

મુ. બારડોલી
ડી૦ સુરત

લી૦ તમારો,
આત્મારામ વલ્લભદાસ પારેખ.

# " મંગળાચરણ "

જયજય મંગળ મોહન મોરારી, વરદાયક વિશ્વ ત્રીપુરારી,
વ્યાપક દીવ્ય શક્તિ તમારી, કળી શકે ના મતી હમારી.—જય૦

રચી જગત રચના જે કીધી, રીદ્ધી સીદ્ધી સર્વે દીધી,
આનંદ આવે જુવે જન ત્યારે, કરી કૃપા કેવી કીરતારે—જય૦

તમો સદા રહ્યા ઉપકારી, શમ દૃષ્ટિ સર્વથા તમારી,
ભક્તોનાં દુઃખ દીયો વિદારી. સંકટ સમયે લો સંભાળી,—જય૦

પ્રભુ આ સેવકનાં સંકટ હરજો, અરજ આનંદે ઉરમાં ધરજો,
હૃદયમાં રહીને રક્ષા કરજો, જ્ઞાન ને, ગુણ મુજમાં ભરજો.—જય૦

જય મંગલમય મોહન મોરારી, વર આપવાવાળા જે ત્રણ ગુણ, ત્રણુથી પર—અને વિશ્વ નામ જગતના ઉપરી, સર્વ વ્યાપક હોવાથી તમારી દીવ્ય શક્તિ આ જગતમાં વ્યાપી રહી છે તેને સમજી શકવાને હમારી બુદ્ધી શક્તિમાન નથી. તે મહાન પરીબ્રહ્મ પરમાત્માને મારા નમસ્કાર છે. હે પ્રભુ આ જગતની રચના અજબ પ્રકારે કરી અને તેમાં રીદ્ધી સીદ્ધીઓ દીધી છે, કે જે દીવ્ય ચક્ષુથી જોનારને આનંદ આવે તે કેવી અજબ પ્રકારની કૃપા કરે છે? એ તો તમારી કૃપાના—સુજ્ઞ જ્ઞાની પાત્રોજ સમજી શકે, હે પ્રભુ તમો સદાય ઉપકારી છો. સદાય તમારી તો શમદ્રષ્ટિ છે, અને તેથીજ ભક્ત જનોનાનાં દુખો તમો ટાળી નાંખો છો સંકટ સમયે તેની સંભાળ લો છો. એવા દીન દયાળુ હે પ્રભુ તમે મારા સંકટ હરી માહારા હૃદયમાં રહી અને જ્ઞાન આપજો મારી નમ્ર અરજી છે.

## પ્રીય પાઠક જનોને—

મ્હારા વ્હાલા આત્મીકોને આ એક સાધારણ અને તદન નાની નાની વીગતવાળું ઓછામાં ઓછા લેખોવાળું વાંચન યાતો લેખ આપની સમક્ષ મુકતાં અગાઉ હું ઘણા લાંબા સમય થયા વીચાર જ કરતો હતો અને તે વિચારમાંને વિચારમાં સમય વ્યતીત થયો તોપણ મને તો મ્હારા આત્મીકજનોની સેવામાં યદ્દકીન્ચીંત પણ વાંચન મુકયા સીવાય સંતોષ થયો નહી જેથી આજે મારા વિચારની સીમા આવી રહી માની તેની શરૂઆત મેં કરી છે જેથી મારા લેખો આપ પાઠક પાઠીકાઓ વાંચશો તો તેમાં આપ શું જોશો ? હા. એક તો મ્હારા લેખોમાં મ્હારી વિદ્યાની ખામી. બીજું લેખીની પધ્ધતીની પણ ખામી. ત્રીજું મ્હારા વિચારનું અધુરાપણુ અથવા શામાન્યપણું. ચોથું દરેક લેખોમાં ગમે તે પ્રકારની ભુલો.

આવા પ્રકારે દયાચ આપ જુઓ ત્યારે તે વાંચવાથી શું લાભ છે એમ કહી શકશો તેનો માત્ર હું એકજ ઉતર આપીશ. કે હું વિદ્વાન નથી, લેખક નથી, વ્યહવાર કુશળ પણ કેમ કહી શકું ? પણ મેં તો વાંચક વર્ગની સમાન દૃષ્ટિનાં ભાવેજ રજુ કર્યું છે કે જેમાં મ્હારી ઊણપ જણાય તે સુધારવી પણ મારા વિચારો ન દબાવતાં તેમાં સારી બાજુનો પાઠક પાઠીકાઓ અનુભવ કરશો. એજ.

લી૦ તમારો સેવક,

**આત્મારામ વલ્લભદાસ પારેખ.**

# સ્વપ્ના પેઠે સમયનું વહેવું.

એક સાંકળ તૈયાર કરવા સારૂ લાખો અને કરોડો આંકડાઓ તૈયાર કરવામાં આવે છે. તેનો એક ઢગલો કરી રાખ્યો હોય અને તેમાંથી અકેકો આંકડો ધીરે ધીરે પરોવ્યા કરીએ ને કામ છોડીએ નહીતો તે ઢગલો કમી થઈ એક સાંકળ તૈયાર થાય છે, અને ગયેલા સમયમાં એ કામ તૈયાર થયેલું જોવામાં આવશે. તેમ મનુષ્ય જીંદગીમાં આપણે જોઇ શકીયે છીએ કે એક માણસનું સાઠ વર્ષ આયુષ્ય લઇએ. તેમાંથી અડધા નીદ્રામાં પસાર થાય. અડધામાંથી અડધા આળશ અને ખાવા, પીવા, પહેરવા, ઓઢવામાં જાય એટલે ૧૫ વર્ષ કામ કરવામાં રહ્યા તેમાંથી ગૃહસંસાર અને ઉપાધી વહોર-રવાનો સમય બાદ કરતાં કહાય યહકીન્ચીત સમય પણ કોઇ સત્ય કાર્યમાં કોઇ અટલ શ્રદ્ધાવાન મનુષ્યજ કાઢી શકે છે. જ્યારે એમને એમ વર્ષ વહી જાય ત્યારે કાર્ય તૈયાર કરવા રૂપી જે આંકડાનો ઢગ આપણી પાસે પડેલો છે તેમાંથી અકેકો આંકડો પરોવવાને સમય પણ આપણને આપણી જીંદગીમાંથી ફાજલ પાડી શકાય નહી ત્યારે વાત કરતા જીંદગીનો છેલ્લો સમય આવી પહોંચે છે અને તે સમયે પછીથી પસ્તાવો રહે છે કે આખી જીંદગીમાં હું કાંઇપણ કરી શકયો નહી અને સ્વપ્ના માફક મારી જીંદગી જતી રહી. આવી રીતે તે અત્યંત પસ્તાવો કરતાં કરતાં પોતાની જીંદગી છોડે છે. માટેજ સમયની કીંમત સમજી નકામો સમય વીતાડવો એ પાપ છે એમ માની લઈ હરેક સમય પ્રભુએ કામને માટેજ નીર્માણ કરેલો છે એવું ચોકશ લક્ષ દઇને કામ કામ ને કામ એજ વ્યવહારમાં મુક-

વાથી જીંદગીના છેડાપર અધુરી જીંદગી જાય છે. એવો પસ્તાવો કદા થતો નથી. આ વિષયમાં કદાચ કોઇ શંકા કરે કે કામ કાંઇ હોય નહી તો શું કરી શકે? આ ટીકાનો જવાબ એ છે કે, આ વિષયમાં એટલું કામ ભરી રાખેલું છે કે જે લાખો તો શું પણ કરોડો વર્ષ થયાં દુનીયા ઊપર જે જે મનુષ્યો થઇ ગયા તે કામ કરી કરીને ગયા છે તોપણ કામ તો કદી ઘટતુંજ નથી, અને જે જેવું કાંઇ કરવા માગે છે તેવું તેને માટે તૈયારજ હોય છે. માત્ર પોતે કામ કરવા તત્પર થવું એજ વિલંબ છે. એ બાબતમાં એક મ્હારો પોતાના અનુભવનો દાખલો આપીશ કે મ્હારા પીતાશ્રી વલ્લભદાસ પોતાની જીંદગીમાં જે કરી શક્યા હતા તેનો મને અનુભવ છે કે એક તો જગતમાં વ્યવહાર, વ્યાપાર અને દુકાનની મજુરી એ કરતાં પણ પોતાનો સમય ફાજલ પાડી શકાય છે એવું એમની ગણત્રીમાં હોવાથી તેમણે સેવા ધર્મ એવી અચ્છી રીતે સ્વીકાર્યો હતો કે તેની પધ્ધતી અને કાર્યદક્ષતા સાથે સેવા એજ એક એમની જીંદગીની કસોટી હોયને? તે કરીને પણ પોતે પોતાની છેવટની જીંદગી સુધી કાર્યક્રમની પધ્ધતીની અનંત પ્રકારે શીખામણો આપી હતી. એમની એ સઘળી પદ્ધતી અને શીખામણો સમયે સમયે મેં લખી રાખેલ છે. અને તેને માટે લોક સમુહની જાહેરમાં લાવવાને ઇચ્છા છે. જો અનુકુળ સમય મળે ત્યારે તે કાર્ય હું હાથપર ધરીશ એવી આશા છે. જ્યારે તેમના મરણની છેલ્લી ઘડી આવી ત્યારે તેમના એક સાચ્યા મીત્ર વૈદ્ય કેશવરામ પુરૂશોતમે તેમને કહ્યું કે તમારે કાંઇ વાત કરવી હોય તે કરી દો. એજ સમયે તેમણે કહ્યું હતું કે મારે કોઇ કામ બાકી નથી અને વાત કરવાની પણ બાકી નથી એ

અંદાજ આપણી શંકાને પાછી હઠાવે છે કે તેમને પોતાની જીંદગી સ્વપ્ન માફક ગઇ છે એમ લાગ્યું નહોતું. તે તો એમજ જાણતા હતા કે મારે કામ કરવાનું હતું તે મેં કર્યું છે. એટલે અધુરી જીંદગીથી હું જતો નથી.

અપુર્ણ.

---

# સમાજ સુધારા.

આત્મ બંધુઓ કેટલોએ વખત થયાં આ વિશ્વમાં જ્ઞાતિ સુધારા, સમાજ સુધારા અને સુવ્યવસ્થાના નામે આપણી હિન્દભૂમીના પુત્રો આમ તેમ તરફડીઆ મારી રહ્યા છે જેની સીમા પણ આપણે શી રીતે કાઢી શકીયે. માત્ર અટકળથી વીચારીએ તેજ જેમ જેમ સમય જાય છે તેમ તેમ લોકો તો ખુમ બરાડાજ પાડી રહ્યા છે કે ભાઇ હવે તો જ્ઞાતિ સુધારા થાય અને સારા કાયદા બંધાય તો સારૂં. કોઈ કહે ખર્ચ કમી કરો, કોઈ કહે રીવાજ ફેરવો, કોઇ કહે ફેશન રાખો, કોઇ કહે ફેશન કાઢો, કોઈ કહે સુધારો, કોઈ કહે વ્યવસ્થા સારી કરો પણ કોઇ કંઇ એવી સંમતી નથી આપતું કે તમો બધા બગડો અને કુધારા કરો અથવા અવ્યવસ્થા કરો. દરેકે દરેક સુધારા કરવા અને સુધરવાનેજ કહે છે. તેમ સુધારા કરવાને ઘણી સમાજો આગળ વધી છે ત્યારે તેમણે પણ જોયું હશે કે કેટલા સુધારા દાખલ કરી શકયા અને સુધર્યા છે? ધારો કે કેટલાક અપવાદ શીવાય એક સમાજમાં સુધારા ટકી શકયા છે તો તેમાં જુઠ, પ્રપંચ અને ખાલી ડોળદમામને પણ તીલાંજલી આપી

છે કે ? કદી નહી. ત્યારે હવે સુધારાની મતલબ પણ શું છે અને સુધારા કેવા હોઇ શકે. કયી પદ્ધતીથી સુધારા કરી શકાય, તેનો પ્રથમ જે એકડો ઘુંટવાનો હોય છે. તેને બદલે ત્રીકોણ આકાર કાઢીને ઘુંટાવે છે તે તેનો એકડો મનાવે છે. એટલે છેવટે તે ખોટું તે ખોટુંજ થાય છે. એ કારણે સમાજો પાછળ પડી જાય અને ધારેવા કાર્યમાં પાછા પડે છે તેથી કરીને સમાજ ( જ્ઞાતી ) સુધારામાં કાર્ય કૂશળ અને વ્યવહાર દ્રષ્ટી અને વ્યાપાર દ્રષ્ટી સઘળી સામાન્યતઃ ધારણ કરી શકે. એવા વિજ્ઞાનીની કસોટીમાંથી પસાર થાય તો એ કાર્ય, પણ એવુંજ છે કે એક અજાયબ ફેરફારને શોભાવી શકે. એ વિશય એક ઉન્નતી અને કામનોજ છે કે જેનાથી પોતાની સમાજ ઉંચા પાયા ઉપર આવી જાય તો ભવિષ્યની પ્રજા પણ તેમાં મોટો આસીર્વાદ આપી શકે. એ સવાલમાં શંકા ઉદ્‌ભવવાને એક અવકાશ છે કે જેઓ કાંઈ કામ કરી શકતા હોય તેઓ આગળ પડી શકે; નહી તો પછી કાર્ય થઇ શકે નહી એનો જવાબ જો કે આપવો મુશ્કેલ છે કે કાર્ય આગળ પડીને કરનાર હોય તોજ તે કામ થઈ શકે એ વાત નીર્વીવાદ સાચીજ છે. છતાં એટલું તો નક્કીજ હોઈ શકે કે અમુક માલની જરૂરીયાત સારૂ ઘણાઓની માંગણી થયા કરે છતાં વ્યાપારીઓ તે માલ રાખે નહીં તો તે વ્યાપારીના વ્યાપાર પરત્વે તેની ખામીજ છે. પણ માહારી શમજ પ્રમાણે તો એમ નક્કીજ છે. કે જ્યારે ગ્રાહકો એક વસ્તુની વધુ માંગણી કરતાં વ્યાપારી દ્રષ્ટીએ દેખાય છે. એટલે વ્યાપારી તુરતજ તે વસ્તુનો વ્યાપાર શરૂ કરે છે જો કે તે વ્યાપારમાં ભલે થોડો નફો મેળવે અથવા ખોટ આવે કે શરભર થાય પણ ગ્રાહકોની માંગ

સમજી સારા નફાની આશા રાખી તે વસ્તુનો વ્યાપાર કરવા તત્પર થાયજ તેમ સમાજ (જ્ઞાતી)માં જો ગ્રાહક એટલે સર્વે તરફથી નહીતો અમુક વધું અંશે કોઇપિણ પ્રમાણમાં સુધારા વધારા વ્યવસ્થા એ માટે હોવા જોઇએ તો તેમાથીજ વળી એવા પણ કોઇ નીકળી આવે કે તેનાથી બનત્તી સેવા બજાવી શકે પણ જેની હાજત જણાતી ન હોય તો તેનો વ્યાપાર પણ શું હોઈ શકે ? કાંઇજ નહી. એક બીજી બાબત એવી હોય છે કે કેટલીક સમાજો. એવી હોય છે કે વ્યકિતગ દ્વેશનાં અંગે :અથવા તો સમાજમાંના લોકોને અવળે રસ્તે દોરવવાને કોઈ નામ આપી સમાજની સુધારાની વ્યવસ્થા બતાવવા સારૂ પણ—અનેક તરેહથી ભેદ અને યુકિતઓ રચવામાં આવતી દેખાય છે. ત્યારે સમાજનાં અન્ય વ્યકિતઓ—તે વીષે વીચીત્ર વાતો પણ કરતાં દેખાય છે. એ પણ એક વિચિત્રતા છે. આ બધું શું છે. ? એક બીજામાં અવિશ્વાશ અને સુધારાના નામે કુધારા એ સીવાય બીજું શું હોઇ શકે એનું દ્રષ્ટાંત એટલુંજ હોય કે. આપણુને મહેતાજીએ જે વિદ્યા ભણાવી છે. તે જે તેના હ્રદયને સમજીને ઉપયોગ કરવા કહ્યું છે. તેને આપણે બીજી રીતે સમજીને તેનાથી અવળી રીતેજ તેનો ઉપયોગ કરવો શરૂ કર્યો.

અપૂર્ણ.

---

# સ્વ૦ વલ્લભદાસનો સેવા ધર્મ.

મરહુમનો જન્મ વીક્રમાર્ક સંવત ૧૯૦૫ માં થયો હતો તેમની કારકીર્દી અને પ્રખ્યાતા માટે આ બારડોલી તાલુકો અને તે સીવાય કેટલાક સ્થળોએ કોઇકે અજાંણુ હશે. એ બાબત અત્યારે એમની જીવનની રૂપરેખા આખી અાળેખવાને પ્રયોજન નથી કારણુ તેનું એક આદર્સ પુસ્તક જુદુ લખી શખેલ છે. અહીઆ તો માત્ર તેમના સેવા ધર્મ સંબંધીજ મ્હારે ટુંક જણાવવાનું છે કે એઓ લગભગ સીતેર વર્ષની વયે સ્વગવાસી થયા છે. ત્યાં સુધી ન્હાના મોહોટા શ્રીમાન. અને ગરીબ વર્ગ આબરૂદાર અને બીન આબરુદાર મનુષ્યોની સેવા કરવી એજ એક મહા મંત્ર માન્યો હતો. પોતાની જાતથી બીજાને કાંઇ પણુ લાભ થઇ શકે અને પોતાનું સાધન બીજા કોઇના ઉપયોગમાં આવી શકે તે માટે તેઓ હમેશા કાળજી રાખતા. બનતી કોશીસે આખા દીવસમાં કોઇ પણુ અતીથી અથવા જાંણીતો કે અજાંણ્યો હોય તેનું કામ પરાર્થ કર્યા સીવાય દીવસ વીતાડવો એક ભયંકર થઇ પડતો અને તેવો દીવસ તેને એક આળસુપણાનો અથવા નકામો સમય ગુમાવવો પડે છે એવુંજ દેખાતું જયારે ક્રમે-ક્રમે સેવા ધર્મની મજબુતાઇ થવા લાગી ત્યારે તેમના હૃદયનો ઉમળકો આનંદમાં વધુને-વધુ ખીલતો ગયો. પ્રકૃતી રાજસ સાથે યદકિન્ચીત તામસને પેસવા દીધેલ હતું કારણકે તામસ પ્રકર્તી રાજસનાં કેટલાએક ગંભીર કાર્યોમાં મહત્વની સેવા બજાવી શકે છે, એમ તેના અનુંમાનમાં હોવાથી પોતાની ધારણા પ્રમાંણેજ તામસને રાખીને બાકીનો કેટલોક ભાગ તે બીજા કાર્યમાં વાપરવા અનામત રાખવાને

કદી ચુકતા નહી કુદરતી રીતે એટલે જે મનુષ્યનું પુર્વથી પ્રાલબ્ધ બંધાયું હોય છે. ત્યારથી જેવા જેવા વિષયોમાં ,તેની આશક્તિ થતી હોય તે પ્રમાણે પુર્વે બંધાયેલા પ્રારબ્ધનો અનુમાન કાઢી શકાય છે, કારણ પ્રીરબ્ધાનુસાર વિશ્વમાં વર્તન પ્રવર્તે એમ કહેવામાં ભુલ થતી માનવાને કારણ જણાતું નથી તેમજ સદૈવ મનુષ્યો વર્તે છે તેનો મ્હોટો ભાગ પુર્વજન્મનાં કર્તવ્યને આધીન થયાં કરે છે માટે માનુષી લીલા એ એક કર્માધીન દેહમાની સદૈવસદ્ચીત્ત આનંદને અનુભવવા કર્મ કર્યા જવું એ સીવાય આ જીવ દેખાય છે તો કર્મ કરવાના સાધનોજ છે. એમ માનવાને કારણ છે. દેખાતા સર્વ સાધનોના આશ્રય અને અનુસંધાનેજ તેઓ સેવા ધર્મને દીપાવી શક્યા હતા એમ કહી શકાય. માત્ર કુદરતા રીતે મન ઉપર કાંબુ ધરાવી બુદ્ધી તત્વમાંથી. જ્ઞાન સ્ફુરણો થતા હતી. વિશ્વમાં આવી રીતે કામ કરનાર એક ભવિષ્યની પ્રજાને શારો દાખલો બેસારી શકે સેવા ધર્મ વિષેના બીજા દાખલાઓ ઘણાજ છે. જે ચાલુ લેખ રહેશે તેમાં યોગ્ય જગ્યાએ થોડા થોડા આપવામાં આવશે મનુષ્ય સેવા કરતાં કરતાં કંટાળી પણ જાય અને તેનો સ્વભાવ તેમાથી નાસ્તીક પણ બને એવા સંજોગો આધુનીક સમયના જગતમાં છે. તોપણ જેઓના પ્રારબ્ધ યોગનો ચીતાર ઉચ્ચ હોય અને સેવા ધર્મ સ્વીકાર્યા પછી તે કર્મ કરતાં કરતાં જેની જીંદગી ખુટે છે. તેને બીજા જન્મમાં તે યોગ ઘણી સ્હેલાઇથી પ્રાપ્ત થાય છે.

અપૂર્ણ.

# આધુનીક વિશ્વ.

આત્મ બંધુઓ આધુનીક વિશ્વ વિષે કોઇ પણ લેખ ના લખવાને હવે બાકી નથી; કારણકે અત્યાર અગાઊ જે આપણે વિચારીએ તે તે લખાઇ ગયા હોય છે. અને આપણે અતાષયોક્તિ કરીયે તે એક આપણી ઊણપતાની નીશાનીજ માની શકાય પણ મનુષ્ય સ્વભાવને અનુસરી બોલવા લખવા વીચારવા જે સાધનો હોય છે. તેથી તેટલું બની જાય એમ માની આ લેખ લખાયો માનશો. જુના (પ્રાચીન) સમયના વિશ્વમાં અને આવિશ્વમાં તફાવત શું છે. તેની સરખામણી કરવાને તો કોઇ યોગી અને તે સાથે કવી અને કુદરતા પુર્વના જ્ઞાન વાળા મનુષ્યોનુજ કામ હોઇ શકે આપણ તો માત્ર ઊપલક જેવી વાતોથીજ સાધારણતઃ કહી શકીયે કે જયારે પ્રાચીન સમયમાં સત્ય બોલવાનુ સત્યથા વર્તન કરવાને અને એક સત્ય આદર્સ કરવાનેજ લોકો અજબ પ્રયત્ન કરતાં હતાં તેને માટે પોતાના હજારો વર્ષ પણ કષ્ટ સહન કરી ગુજારતા હતાં ત્યારે પણ સત્ય સાચવવાને યત્નતાં કરવોજ પડતો હતો. આ સવાલનો હેતું એવો છે. કે પ્રાચીન સમયમાં સત્યથાજ લોકો વરતતા સત્ય બોલતાં અને નીતી નીયમમાં રહેતા હતા. તેથી તેને સત્યનો જમાનો કહેવામાં આવતો એ વાત સાચી ઘડીભર માની લઇએ તો વીચારો કે તે સત્યનો જમાનો હતો ત્યારે આપણા ઇતાહાશો શાસ્ત્રનાં લેખો કહે છે. કે સત્ય સાચવાને અનેકાનેક મહાન પુરૂષોને અનંત પ્રકારે કષ્ટ શહન કરવા પડયા છે એ કષ્ટ જયારે આપણા

વાંચવામાં આવે છે ત્યારે તે ભેદી અને પ્રચંચી અને માયા જાળ વાળા મનુષ્યોથીજ થયેલા દેખાય છે. તો માનો કે તે જમાનામાં પણ પ્રપંચીઓના વસ્તી હતી એટલે ભેળસેળ વસ્તીથી વીટાંયેલું આ વિશ્વ છે. એમ શાબીતી થઇ શકે દેશના અને વિશ્વના મનાતા મહાન પરમેશ્વર શ્રી. કૃષ્ણ પરમાત્માના સમયમાં પણ અનેકાનેક ભેદ પ્રપંચો રચવામાં અને તે સમયના કેટલાંએક પ્રતીષ્ઠીત પુરૂષો પણ પાપી વૃત્તીના લોભીઆ ઇતીહાસ પુરાણાદીમાં વાંચવાથી જણાય છે. ત્યારે અત્યારના જમાનાને આપણ કળીયુગનો સમય અને તે અસત્ય વાદી માની લઇ કદાચ હાલના વિશ્વને પાપી તરીની ઊપમાંથી ઓપીએ તો તેમાં આપણીજ ભુલ શા માટે ન માનવી જોઇયે ? જરૂર તેમાં આપણે ભુલજ કરીએ છૈયે એમ કહેવામાં હું તો કાંઇ અચકાતો નથીજ કારણ પ્રાચીન સમયમાં પણ સત્યની વાત અને અસત્યની વાત હતા; અત્યારે પણ સત્ય અને અસત્ય છે તો પછી આજે તેમાં આધુનીક વિશ્વ પાપથી ભરપુર છે એવું માનીને તેને ધીકકારની દ્રષ્ટીથી નીરખવું એજ વિદ્યતાની ખામી ગણી શકાય. પ્રાચીન જમાનામાં જેવી રીતે ઊત્તમ મનુષ્યો શત્ય સાચવવાને દ્રઢતા રાખતા હતા. તેવીજ રીતે અત્યારે પણ શ્રદ્ધા પૂર્વક સત્ય સાચવવાને દ્રઢ થવાનીજ જરૂર છે. એ શીવાય પ્રાચીન અર્વાચીન જમાનામાં કાંઇપણ તફાવત હોઇ શકવો અસંભવીત છે, માત્ર મનુષ્ય પુર્ષાર્થથી દૈવી સંપતી પ્રાપ્ત કરવી અને તેણે કરીને સત્ય સંસોધન કરી તે સ્થાપીત કરવું એજ કામ છે જયારે સત્ય સ્થાપીત થાય છે. ત્યારે પ્રાચીન અને અર્વાચીન જમાનાંનો ભેદ રોઇ એવા મહાપુરૂષ કલ્પી શકતા નથી તેઓ તો સર્વ જમાનામાં

સત્ય નીરીક્ષણ કરી પોતાની જીંદગી અત્યાનંદમાંજ ગુમાવે છે. સ્થીતનેજ સર્વ કોઇ એકાગ્રતા કહી શકે અને એકાગ્રતા વ્યાપકતા છે એટલે તેનો અર્થ એવો થાય છે કે જ્યારે વૃત્તી કરવી હોય ત્યારે એકાગ્રતા થાય ત્યારેજ તે અભેદ થાય અભેદ થાય એટલે તે આખા વિશ્વમાં પોતે સત્ય સ્વરૂપે વ્યાપક છે એજ એકાગ્રતા એટલે વ્યાપકતા. પરમ દયાળુ પરમાત્મા મનુ સત્ય શોધવાને સત્ય શક્તિ અર્પો એવી યાચના યાચી વીરમું છું.

શાન્તી શાન્તી શાન્તી

આત્મારામ વલ્લભદાસ પારેખ.